કરનારા પર શ્રી સાઈ પ્રસન્ન થશે અને તમારું અજ્ઞાન તથા દરિદ્રતા નિવારી તમને જ્ઞાન, ધન, સંપત્તિ સર્વ લાભ દેશે. મન એકાગ્ર કરી જો તમે નિત્ય એક અધ્યાય વાંચશો તોપણ તમે અસીમ સુખ પામશો. જેના હૃદયમાં કલ્યાણની કામના છે, તેણે આ ગ્રંથનો કાળજીથી અભ્યાસ કરવો અને જન્મોજન્મ ઉપકારવશ થઈ શ્રી સાઈનું સદા સ્મરણ કરવું. ખાસ કરીને આ ગ્રંથનું વાંચન ગુરુપૂર્ણિમા, ગોકુળઅષ્ટમી, રામનવમી અને દશેરાના રોજ અવશ્ય કરવું. જો તમે આ એક જ ગ્રંથનો શ્રદ્ધાથી-કાળજીથી અભ્યાસ કરશો તો તમારી સર્વ કામના પૂરી થશે અને તમારા હૃદયમાં શ્રી સાઈચરણનું સદા સ્મરણ રહેશે તથા તમે જરૂર સરળતાથી સંસાર-સાગર તરી જશો. આ ગ્રંથના વાંચનથી રોગી તથા માંદા માણસો આરોગ્ય પામશે. નિર્ધનને ધન મળશે; દીનદુ:ખી-દરિદ્રને સંપત્તિ મળશે અને સૌનું મન કુવિચારમાંથી મુકત બની સદ્‌ભક્તિમાં દૃઢ થશે.

વહાલા ભકત વાચકો તથા શ્રોતાઓ ! અમે આપ સૌને હવે પ્રણામ કરીએ છીએ. આપને એક ખાસ વિનંતી કરીએ. તમે રોજેરોજ, માસોમાસ જેમની કથા વાંચી-સાંભળી છે, તેમનું વિસ્મરણ કદી કરશો નહિ. જેમ જેમ વધુ ઉત્સાહથી આ કથાઓ વાંચશો-સાંભળશો, તેમ તમારામાં સેવાનો તથા વધુ ઉપયોગી થવાનો ઉત્સાહ શ્રી સાઈબાબા સૌમાં પ્રેરશે. આ ગ્રંથ, ગ્રંથકર્તા તથા વાચકો બન્નેને અરસપરસ પ્રેમસંપની વૃદ્ધિ સાથે સદા સહાયરૂપ બનો ! અને સૌ સુખી થાઓ !

**પ્રસાદ-યાચના :** વાચકો તથા ભકતોને શ્રી સાઈચરણમાં સંપૂર્ણ હૃદયપૂર્વકની ભક્તિ થાઓ ! તેમનું સ્વરૂપ ચક્ષુમાં સદા અવિચળ બનો ! અને પ્રાણીમાત્રમાં શ્રી સાઈપ્રભુનું દર્શન થાઓ ! છેલ્લે શ્રી સાઈબાબાનાં થોડાં વચનામૃત યાદ કરી તેમની આરતી કરી આ ગ્રંથ સમાપ્ત કરીએ : ૧) જેનો પગ શિરડીમાં પડે, બાધા તેની સર્વ ટળે. ૨) મારી સમાધિની જે પાયરી ચડે, તેનાં દુ:ખો સર્વે ટળે. ૩) ભલે ગયો હું છોડી શરીર, ભકતકાજ દોડીશ થઈ અધીર. ૪) દૃઢ બુદ્ધિ રાખો મારામાં, તો બાધા ફળે સમાધિમાં. ૫) નિત્ય જીવંત છું સત્ય, હું અનુભવ તેનો લેજો નિત્ય. ૬) મારું શરણ જેણે લીધું, તેનું



જીવન એળે નથી ગયું. ૭) જે જે જેવા ભાવે ભજે, પ્રાપ્તિ થાયે તેને તે ભાવે. ૮) ભાર તમારો વહીશ હું સદા, ન ટળે બિરુદ મારું તે કદા. ૯) સત્ય સહાય અહીં સર્વને મળે, જે જે યાચે તે તે મળે. ૧૦) કાયા વાચા મનથી મારો થયો, તેનો હું ઋણી સદા બન્યો. ૧૧) શ્રી સાઈ વંદે તે જન ધન્ય થયા, જે અનન્ય મારા ભકત બન્યા.

## આરતી

આરતી સાઈબાબા, સૌખ્ય દાતાર જીવા,
ચરણરજાતળીં દ્યાવા વિસાંવા, ભકતાં વિસાંવા આરતી... (૧)
જળુનિયાં અનંગ સ્વસ્વરુપીં રાહે દંગ,
મુમુક્ષુજનાં દાવી, નિજ ડોળાં શ્રીરંગ ડોળાં શ્રીરંગ આરતી... (૨)
જ્યા મનીં જૈસા ભાવ, તયા તૈસા અનુભવ;
દાવિસી દયાઘના, ઐસી તુઝીહી ભાવ તુઝીહી ભાવ આરતી... (૩)
તુમચેં નામ ધ્યાતાં, હરે સંસૃતિ વ્યથા;
અગાધ તવ કરણી, માર્ગ દાવિસી અનાથા દાવિસી અનાથા આરતી... (૪)
કલિયુગી અવતાર, સગુણ બ્રહ્મ સાચાર;
અવતીર્ણ ઝાલાસે, સ્વામી દત્ત દિગંબર દત્ત દિગંબર આરતી... (૫)
આઠાં દિવસાં ગુરુવારી, ભકત કરિતી વારી;
પ્રભુપદ પહાવયા, ભવભય નિવારી ભવભય નિવારી આરતી... (૬)
માઝા નિજ દ્રવ્ય ઠેવા, તવ ચરણરજ સેવા;
માગણેં હેંચિ આતાં, તુમ્હાં દેવાધિદેવા દેવાધિદેવા આરતી... (૭)
ઇચ્છિત દીન ચાતક, નિર્મળ તોય નિજમુખ;
પાજવેં માધવા યા, સાંભાળ આપુલી ભાક આપુલી ભાક આરતી... (૮)

## આરતી ભાવાર્થ :

*હે જીવોને સુખદાતા સાઈબાબા ! અમે આપની આરતી કરીએ છીએ. આપના દાસ તથા ભક્તોને આપના ચરણની શીતળ છાયામાં આપ સ્થાન આપો ! આપ પ્રદીપ્ત ભાવથી સદા આત્મલીન રહો છો અને મુમુક્ષુઓને આપ ઈશ્વરની પ્રાપ્તિ કરાવી દો છો. જેવો જેનો ભાવ હોય છે તેવો જ અનુકૂળ અનુભવ આપ તેને કરાવો છો !*

*હે દયાળુ ! આપની જ કંઈ વિશિષ્ઠતા છે. આપના શ્રી ચરણોનું માત્ર ધ્યાન ધરવાથી ભક્ત આ સંસારના ભયમાંથી મુક્ત બની જાય છે. આપ સદૈવ દીન તથા અનાથોની રક્ષા કરો છો. આપની કાર્યશૈલી અપૂર્વ છે. આ કલિયુગમાં હે દત્ત ! આપ સગુણ બ્રહ્મરૂપે અવતર્યા છો. તેથી જે ભક્ત નિત્ય ગુરુવારે આપની પાસે આવે તેના સાંસારિક ભય આપ નિર્મૂળ કરો ! અને ભગવત્ દર્શનને યોગ્ય આપ તેને બનાવો ! હે દેવોના દેવ ! આપનાં ચરણકમળ જ મારી સંપત્તિ છે. સ્વાતિ નક્ષત્રના જળબિંદુ વડે ચાતક પક્ષીની તૃષા જેમ મેઘ શાંત કરે છે, તે જ પ્રમાણે માધવની (અહીં આરતી કરનારે પોતાનું નામ બોલવું.) પણ સંભાળ લઈ આપનાં વચન પૂર્ણ કરો !*

**સ્વસ્તિ શ્રી સંતસજ્જનપ્રેરિતે ભક્તહેમાડપંતવિરચિતે**
**શ્રી સાઈસમર્થસચ્ચરિત્ર 'ફળશ્રુતિ' નામ ત્રેપનમો અધ્યાય સંપૂર્ણ**
**। શ્રી સદ્‌ગુરુસાઈનાથાર્પણમસ્તુ । શુભં ભવતુ ।**

**સમાપ્ત**

॥ શ્રી હરિ સાઈ પ્રસન્ન ॥

# શ્રી સાઈ સચ્ચરિત્ર

## (ગુજરાતી)

## અધ્યાય ૧

## મંગળાચરણ

**શ્રી ગણેશાય નમ: । શ્રી સરસ્વત્યૈ નમ: । શ્રી ગુરુભ્યો નમ: ।**
**શ્રી કુલદેવતાયૈ નમ: । શ્રી સીતારામચંદ્રાભ્યાં નમ: ।**
**શ્રી સદ્‌ગુરુસાઈનાથાય નમ: ।**

પવિત્ર પ્રાચીન આચાર અનુસાર સર્વ દેવતાને પ્રથમ નમસ્કાર કરું છું અને ગ્રંથલેખન પ્રારંભું છું.

૧) સફળતા, સર્વ વિઘ્નહર્તા, દેવગણનાયક શ્રી ગણેશને પ્રથમ પ્રણમું છું. શ્રી સાઈ પોતે જ ગણેશરૂપ છે.

૨) આ ગ્રંથની પ્રેરણા દેનાર મહાદેવી સરસ્વતીને નમસ્કાર કરું છું. શ્રી સાઈ સરસ્વતીરૂપ બની આ ગ્રંથનું ગાન સ્વત: કરે છે.

૩) સર્જક-પાલક-સંહારક દેવો બ્રહ્મા-વિષ્ણુ-મહેશને પ્રણમું છું. શ્રી સાઈનાથ આ ત્રણે દેવરૂપ છે અને આ મહાન સદ્‌ગુરુ જ ભકતોને સંસાર-સાગર તરાવે છે.

૪) મારા રક્ષણહાર કુળદેવતા નારાયણ આદિનાથને હું નમસ્કાર કરું છું, જેમણે પરશુરામ રૂપે સાગર પાસેથી કોંકણની ભૂમિ સંપાદન કરી અને કુળના આદિ પુરુષ તરીકે પ્રગટ થયા.

૫) જે ભારદ્વાજ ગોત્રમાં મારો જન્મ થયો છે તે ભારદ્વાજ મુનિને તથા મહર્ષિઓ–યાજ્ઞવલ્કય , ભૃગુ, પરાશર, નારદ, વેદવ્યાસ, સનક, સનંદન, સનત્કુમાર, શુક, શૌનક, વિશ્વામિત્ર, વસિષ્ઠ, વાલ્મિકી, વામદેવ,